...ની આશાતના થાય નહિ તે માટે આ

પગાર બીજું કોઇપણ પુસ્તક રખડતું

મુકશો નહિ.

# શ્રી રસીક.

# ક્ષુલ્લકાખ્યાન.

પ્રયોજક અને પ્રકાશક,

ઝવેરી ભોગીલાલ પોળશાજી.

' કવિ-રસીક '

મર્હુમ શેરદલાલ રતનચંદ દલપતરામના
સ્મર્ણાર્થે
તેમના પુત્ર શા. પરસોતદાસ રતનચંદની
આર્થીક સહાયથી ધર્મપ્રેમી
સજ્જનોને ભેટ.

શ્રી રસીક.

# ક્ષુલ્લિકાખ્યાન.

પ્રયોજક અને પ્રકાશક.
કવિ રસીક.
ઝવેરી ભોગીલાલ ઘેળશાજી.
ઠે. ડોશીવાડાની પોળ, અમદાવાદ.

પ્રત. ૪૦૦૦ પ્રથમાવૃત્તિ.
સંવત. ૧૯૮૨. સને. ૧૯૨૬.

અમૂલ્ય.

સુજ્ઞ મહાશય! આ નાનકડું પણ રસીલું પુસ્તક ધર્માભિલાષીઓને ખાસ વાંચવા લાયક તથા બોધપ્રદ હોવાથી જનસમાજના ઉપયોગ માટે મેં છપાવી પ્રસિદ્ધ કર્યું છે. આ ક્ષુલ્લકાખ્યાન અગાઉ શ્રી **વીરશાસન**ના સં. ૧૯૮૦ ના દીવાળીના ખાસ અંકમાં છપાઇ ગયું હતું, જે વાંચીને કેટલાક તત્ત્વ રસીક બંધુઓએ મને તે, જનહીતાર્થે ખાસ છુટું છપાવવાની વારંવાર ભલામણ કરી હતી. જો કે તે વાત મને પણ ઠીક લાગી હતી, પરંતુ મારા હમેશના નિયમ પ્રમાણે મારી તરફથી પ્રસિદ્ધ થએલા દરેક પુસ્તકો જેમ વિના મુલ્યે અપાય છે તેમ આ પુસ્તક પણ એમજ ભેટ અપાય તો ધાર્યા કરતા લોકો વધારે લાભ લઇ શકે એવી મહારી ધારણા હતી કે જે આ વખતે પાર પડી છે.

ચાલુ ક્રિશ્ચમસના દિવસોમાં શરો વિગેરેના બજારો

લગભગ આઠ દશ દિવસ સુધી બંધ રહે છે તે વખતે ઘણા ખરા ભાઇઓ પોતપોતાની ઇચ્છા મુજબ કોઇપણ યાત્રાએ અગર મોજશોખના સ્થાનકે જાય છે, અને તે પ્રમાણે આ પુસ્તકના સહાયક ભાઇ પરસોતમદાસ પણ પોતાના કુટુંબસહિત ભોયણી ગામે શ્રી 'મલ્લિનાથજી મહારાજની' છત્રછાયામાં તે દિવસો પસાર કરવા ગયા હતા, જે પ્રસંગે મ્હારે પણ તે સ્થળે જવાનો યોગ બન્યો હતો.

એક દિવસ રાત્રીના બધા બેઠા હતા તે વખતે મને 'કોઇ કથા કહો' એવી દરેક જણની સુચના થતા, આ ખાસ અંક મ્હારી પાસે હોવાથી મેં તેઓનેથી ક્ષુલ્લકાખ્યાન વાંચી સંભળાવ્યું, કે જે સાંભળી દરેક જણને ઘણોજ આનંદ ઉપજ્યો. આ કથાજ રસમય હોવાથી તેમ તેની યોજના પણ રસમય હોવાથી બધાને તે ફરી ફરી સાંભળવાની ઇચ્છા થઇ; આ સમયનો લાભ લઇ મેં પણ તેને પ્રકાશમાં મુકવાની આવશ્યકતા તથા તે માટે જોઇતા દ્રવ્યની જરૂરીઆત જાહેર કરી, કે જેનો વગર આનાકાનીએ સ્વીકાર કરી

ભાઇ પરસોતમદાસે આ ક્ષુલ્લકાખ્યાનની પચીસો નકલો છપાવવાનો ખર્ચ આપવાની ઉદારતા દર્શાવી છે.

આ સાથે બીજા પણ એક ગૃહસ્થ તરફથી વધુ નકલો છપાવવાની સહાય મળવાથી તે બન્ને ગૃહસ્થોનો અંતઃકરણપૂર્વક આભાર માની હું મારા ઉદ્‌ગારો સમાપ્ત કરૂં છું.

છેવટે દરેક સુજ્ઞ બંધુને આ નાનકડું પુસ્તક સાદ્યંત વાંચી જવાની તથા વારંવાર તેનું મનન કરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. તેમજ ક્ષુલ્લકાખ્યાનની સમાપ્તિ થવા છતાં પણ બાકી રહેલા પૃષ્ટોની પૂર્તી માટે, પિતાપુત્રના સંવાદરૂપે રચેલા સંયમ સંવાદ તરફ પણ સુજ્ઞ વાંચકોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

ઠે. ડોશીવાડાની પોળ
મુ. અમદાવાદ

લી.
કવિ 'રસીક'



# શ્રી ક્ષુલ્લકાખ્યાન.

## મંગલાચરણ.

### દોહરા.

શ્રી સંખેશ્વર જિન નમી, પામી સરસ્વતિ સ્હાય,
શ્રી ક્ષુલ્લક મુનિવર તણું, કથન કહું રસદાય. ૧

કાળ અનાદિથી પડયા, મોહવશે જે જીવ,
છૂટે કેમ કરી બાપડા, પામે શાશ્વત શિવ. ૨

એ ઉદ્દેશે આ રચ્યું, બાળ યતિનું ખ્યાન,
નિકટ ભવિ પુણ્યાતમા, કરશે અમૃત પાન. ૩

સુખ વૈભવ ઠકુરાઇને, ઇચ્છિત જેહ પદાર્થ,
પુણ્યશાળી સહેજે વરે, પુણ્ય રહિતને વ્યર્થ. ૪
તેમ આ ધર્મકથા ભલી, મોહ વિદારણહાર,
મોહપાસથી મુકતજન, પામે ભવજળ પાર. ૫

## ઢાળ ૧ લી. ચોપાઈ.

એક લાખ યોજનનું માન, નામે જંબુ દ્વીપ પ્રધાન,
ભરતક્ષેત્ર તિહાં નયરી બેશ, સાતેકપુર નામે સુવિશેષ. ૧
પુંડરીક નામે નરનાથ, કંડરીક છે નાનો ભ્રાત,
યશાભદ્રા તસપત્નિ જેહ, રૂપ તથા ગુણવંતી તેહ. ૨
ચાલે હંસ સરીખી ચાલ, પુર્ણ શશિ મુખ સુંદર ભાલ,
લજ્જા વિનયાદિક ગુણજાસ, પતિવ્રતા મોટો ગુણ ખાસ. ૩
સુંદર મુખ વૃથા વિણ નાક, તેમ શિયળહીણ નર નાપાક,
રાજા નિજ લઘુબાંધવ નાર, દેખી ચિંતે ચિત્ત મોઝાર. ૪
"એ રૂપ રંગ રસીલી મળે, તો મુજ અંતરનું દુઃખ ટલે,"
રણશૂરા બહુ વીંધે પ્રાણ, પણ તસ વીંધે મન્મથ બાણ. ૫

એમ બન્યો આ રાજા મુઢ, એક દાસીને ભાખે ગુઢ.
તાંબુલ આપીને મોકલી, યશભદ્રા તે લેતી ભલી. ૬
તે નવ સમજી નૃપનો મર્મ, ભૂપતિ મનમાં રમે કુકર્મ,
એ રમણિ નકી મુજ ચહાય, એમ સમજી
તપ પાસે જાય. ૭

વડીલ ધારીને કર્યો વિવેક, લાજ કાઢી આઘી ગઈ છેક,
રાજા વિવિધ તરંગે ચઢ્યો, આમ દેખીને ભૂઠો પડયો. ૮
"વિના આગ્રહે તાંબુલ લીધ, તેથી મેં મન નિશ્ચય કીધ,
નકી એ મુજને ચહાય છે, પણ આતો દુર
દુર જાય છે. ૯

જ્યાં સુધી જીવે લઘુ ભાઇ, ત્યા સુધી નવ થાશે કાંઇ,
માટે રસીક કરૂ ઉપાય, બંધુ સ્વર્ગવાસી જેમ થાય."૧૦

## દોહરા.

એક દિવસ એકાન્તમાં, મળ્યા બંધુઓ દોય,
કપટીનું મન કપટમાં, ભલો ભલાઈ જોય. ૧

લઘુ ભ્રાતા ભેટી નમે, લાગ સાધી તે વાર,
જ્યેષ્ટ ભ્રાત તસ ગર્દને, ફેરવતો તલવાર. ૨

કપટ ભાવથી કકળતો, મૂકે મોટી પોક;
શું છે ! શું છે ! પુછતા, મળ્યા તિંહા બહુ લોક. ૩

## ઢાળ ૨ જી.

### જંબુદ્વીપના ભરતમાં, એટક નયર સુઠામ એ દેશી.

ભ્રાત મરણનો ઉચરે, કલ્પિત સહુ અહેવાલ,
મુગ્ધ લોક સમજ્યા નહિ, આ કપટીની જાળ. ૧
યશભદ્રાએ સાંભળ્યું પતિનું મરણ વૃતાંત્ત,
દિલમાં દુઃખ થયું ઘણું, પણ મન રાખે શાન્ત. ૨
આ કુકર્મ રાયે કર્યું, મનમાં નિશ્ચય કીધ,
કામ વિવશ તે પાપીએ, મુજ પિયુનો જીવ લીધ. ૩
રહેતું હવે નહિ પાલવે, અહીં આગળ એક રાત,
શીર સાટે શીલ સાચવું, સો વાતે એક વાત. ૪

એક દિવસ તે નગરમાં, આવ્યો નાટકકાર,
લોક ઘણા જોવા મળ્યા, નૃત્ય કળા તે ઠાર. ૧

રૂપવંતી એક સુંદરી, યોવન વય ભરપુર,
વિવિધ ગતિથી નાચતી, ગાતી મધુરે સુર. ૨

એમ નાટક કરતા થકા, રજની વીતી ત્યાંય;
શ્રમિત બની તે સુંદરી, ભૂપર બેસી જાય. ૩

તે સમયે નટ સ્વામીની, નટડીને દે શીખ;
આ અવસર ચાલ્યો જશે, તો તું માગીશ ભીખ. ૪

એમ ચિંતવતી હ્રદયમાં, મધ્યરાત્રી જબ થાય,
ગુપ્તપણે ચાલી ગઈ, મ્હેલમાં જાણે રાય. ૫

"પસ્તાવો મનમાં કરે, હાય કર્યું શું કામ,
કામ સર્યું નહિ માહરૂ, ખાલી થયો બદનામ." ૬

એમ ચિંતામાં ઝુરતા, વીત્યા વરસ ઘણાય,
રસીક તિંહા કૌતક થયું, તે સુણજ્યો શ્રોતાય. ૭

દોહરા.

આખી રાત્રી નાચતા, કામ કર્યું હદપાર,
થોડા માટે શીદ કરે, લાભ તણો પ્રતિકાર. ૫
આ ઓલંભો સાંભળી, નટડી થઇ હુંશીઆર;
તન મન અરપી નાચતા, નૃત્ય કર્યું શ્રીકાર. ૬
પ્રેક્ષક જન રાજી થયા, દીધાં બહુ બહુ દામ,
રાય પુછે વિસ્મય થઈ, કોણે દીધ ઇનામ. ૭

## ઢાળ ૩ જી.

## લાવણી. સુણ સજ્જન સંધ્યા સમય સ્હેલને સારૂ. એ દેશી.

એક તરૂણ નારી તવ બોલે કરી પ્રણામ,
હું શ્રેષ્ટિ નાર શ્રીકાન્તા મહારૂ નામ;
મમ પતિ ગયો પરદેશ વખત બહુ વીત્યો,
મેં બાર બાર વર્ષો લગી કામને જીત્યો. ૧
અંતે અકળાણી અવર પુરૂષ મન ધરતી,
નટડીના વચનો પળ પળ મનમાં સ્મરતી;

'ગઈ અહોત હવે ભુજ માટે શીદ ગુમાવે,'
એ શબ્દ સુણી મુજ મન પતિમાં દઢ થાવે. ૨

હું પામી સરસ એ બોધ દાન મેં દીધું,
કહો પૃથ્વિપતિ મહારાજ અસત્ શું કીધું;
પછી કર્ણપાળ હાથીનો મહાવત બોલે,
આ નટના શબ્દો અંતર મહારૂં ખોલે. ૩

સીમાડે વસતા સર્વ રાજવી તાકે,
મુજ હાથ તમારો વધ કરવા દિલ રાખે;
હું ચંચળ હૃદયી મન નવ રહેતું સ્થિર,
નટ શબ્દો 'બહુ ગઈ થોડા માટે ધીર.' ૪

એ સાંભળતાં મેં અંકુશ રત્નનું આપ્યું,
મને ક્ષમા કરો મહારાજ માન ઉત્થાપ્યું;
પછી જયસિંહ નામે સચિવ આપની ભાષે,
મેં રત્ન કટક કેમ આપ્યું કહું દિલ શાખે. ૫

પર રાજ્ય તરફથી મને ફોડવા ચાહે,
હું ખરે થયો તૈયાર હૃદય ઉત્સાહે;

આ નટની વાણી બોધ અનુપમ આપે,
મહારાજ માહરી દુષ્ટ મતિને કાપે. ૬

છેવટનો રાજકુમાર વૃતાંત જણાવે,
હું ચિંતવતો તુમ ઘાત દાવ કોઇ આવે:
આ નટનારીના વેણુ હૃદય ઉઘાડે,
'ગઇ ઝાઝી થોડા માટ' ખુમો શું પાડે. ૭

મેં રત્ન જડેલી કનક મુઠ અસિ ફેંકી,
મહારાજ મળ્યો સદ્‌બોધ હૃદય થયું નેકી;
વળતી ઉચરે ભૂપાળ હવે કોઇ બાકી,
તવ ઉઠે **રસીક** મુસાફર વેશે ખાખી. ૮

## દોહરો.

તે પરદેશી ઉચરે, આપતણો અધિકાર;
વીરલા નરકોઇ પામશે, હંસ ક્ષીરવત્ સાર.

## ઢાળ ૪ થી.

પહેલે ભવે એક ગામનોરે. એ દેશી.

જંબુદ્વીપના ભરતમાંરે, શ્રાવસ્તિ અભિધાન,
સુંદરનયરી શોભતીરે, અલકાપુરી ઉપમાનરે રાજા:

સાંભળ મહારૂ ચરિત્ર, છે મુજ કથન વિચિત્રરે
રાજા. સાં૦ ૧

તેહ નગરમાં આવતીરે, વૃદ્ધ વણીકની સાથ;
દુઃખી એક અબળા સતીરે, સ્વર્ગ ગયો જસ
નાથરે રાજા. સાં૦ ૨

વૈરાગે મન વાસીયુરે, સંયમ રાગી થાય;
અજિતસેન સૂરિથી લહેરે, પ્રવ્રજ્યા લય લાયરે
રાજા. સાં૦ ૩

કિર્તિમતિ ગુરૂ સાધવીરે, શાસ્ત્ર ભણાવે નીત;
પંચ માસ વીત્યા જીકેરે, અંગ ખીલ્યું વિપરીતરે
રાજા. સાં૦ ૪

ગુરૂણી પૂછે એકાન્તમાંરે, સાચો કહે અવદાત;
વિનયવતિ કરજોડીનેરે, બોલે આપની વાત રે
રાજા. સાં૦ ૫

સગર્ભા હું બીકથીરે, 'ચારિત્ર દ્યો નહિ' આપ;
તે કારણ મેં ગોપવ્યોરે, એટલું છે મુજ પાપરે
રાજા. સાં૦ ૬

ગુણુ ગંભીર ગુરૂણી કહેરે, એક ગૃહસ્થને વાત;
ધન્યવાદ તે શ્રેષ્ઠીનેરે, ધર્મ રસીક સાક્ષાતરે
રાજા. સાં૦ ૭

## દોહરા.

શાસન પ્રેમી શેઠ તે, ભાખે નિજ ઘરનાર;
શુભ કામ એક તુજ પ્રતિ, કહેતા થાય વિચાર. ૧
ચંચળ ચિત્ત સ્ત્રી જાતિનું, જલધિમાં જેમ ન્હાવ;
પ્રમાદોક્ત દીસે ઘણું, ક્ષણુ ક્ષણુ બદલે ભાવ. ૨
પતિનુ મન સંતોષવા, શ્રેષ્ઠિ પ્રિયાએ તામ;
ગુપ્ત પ્રતિજ્ઞા લઈ કહ્યું, કહો પ્રિયતમ મુજકામ. ૩

## ઢાળ ૫ મી.

## સંભવ જિનવર વિનતી. એ દેશી

શેઠ શેઠાણી બેઉ મળી, પ્રસુત ક્રિયા સવિ કરતારે;
નિર્જન સ્થાને રાખીને, શાસન પ્રેમ સમરતારે. શેઠ. ૧
નોકર ચાકર કોઇની, સહાય લગાર ન લેતારે;
તુચ્છ મતિ કોઇ જાણુશે, એ ડરથી રહે બ્હીતારે. શેઠ ૨

દુર્જન કાળ અનાદિથી, સજ્જનને સંતાપેરે;
પરિણામે નિજ પાયને, લેઇ કુહાડી કાપેરે. શેઠ ૩

દુષમ સમયે બહુ દીસે, ગુણિના છિદ્ર ગવેષીરે;
મુનિવરપર ઇર્ષ્યા કરે, દિલમાં દાઝે પેખીરે. શેઠ ૪

સમય પૂર્ણ થએ સાધવી, પ્રસવે લક્ષણ ભરીયોરે;
રૂપે ઇંદુ મુખાકૃતિ, બાળક ગુણનો દરિયોરે. શેઠ ૫

જુજ દિવસ વીતે ગઇ, આર્યા ગુરૂની પાસેરે;
આળોયણ લઇ પાળતી, ચારિત્ર ભાવ ઉલ્લાસેરે. શેઠ ૬

ધન્ય તે શ્રેષ્ઠિ તસ પ્રિયા, ધર્મ સહાયક ભારીરે;
અવળો અર્થ વિચારીને, કરત ફજેત વધારીરે. શેઠ ૭

તો કોણ આવત રોકવા, પણ ભવભીરૂ તે પ્રાણીરે;
ધર્મ હેલણા કીમ કરે, કેમ પડે કુપ જાણીરે. શેઠ ૮

ચારિત્ર નવ પાળી શકે, પણ કરે સેવા ભાવેરે;
રસીક સહાયક સાધુના, અનુમોદી શિવ જાવેરે. શેઠ ૯

### દોહરા.

પંચ વરસનો તે થયો, ક્ષુલ્લક રાખ્યું નામ;
વિદ્યા ભણવા કારણે, સોંપ્યો ગુરૂને તામ. ૧
ચાર વર્ષ લગી તે ભણ્યો, શાસ્ત્ર ઘણા ધરી પ્યાર;
નવ વર્ષો પૂરા થયે, ગુરૂ દીયે સંયમ ભાર. ૨
વીત્યા ત્રણ વર્ષો છતે, વય થઇ દ્વાદશ વર્ષ;
મન ક્ષુલ્લક મુનિનુ ચળ્યુ, તે સુણજો આદર્શ. ૩

### ઢાળ ૬ ઠ્ઠી.

### શ્રી સુપાર્શ્વ જિનરાજ—એ દેશી.

ફુલહો સંયમ ભાર, નવ ઉપડે તલભાર,
આજ હો, જઇને કહે નિજ માયનેજી,
શ્રી મુજ માવડી શીખ, આટલી માગુ છું ભીખ,
આજ હો, છોડવ કહી ગુરૂરાયનેજી. ૧
વત્સ વદે શું આજ, તું મુનિ પદ શીરતાજ,
આજ હો, શું ચાહે તરછોડવાજી;

બહુ સમજાવે માત, શાસ્ત્ર ભણ્યો ભલી ભાત,
આજ હો, કલ્પલતા મથે તોડવાજી. ૨

સંયમ શિવપુર દાસ, આપે અમર નિવાસ;
આજ હો, ખંડે તે દુરગતિ વરેજી;
જળમાં જંપાપાત, અગ્નિ તણો ઉત્પાત,
આજ હો, સહન કરી સંયમ ધરેજી. ૩

કયાં એ મુનિ મહાભાગ, હા તું પાકયો અભાગ,
આજ હો, દ્રાક્ષ તજી વિષ્ટા ચહેજી;
ગિરિથી પડવું સાર, પણ સંયમ અસિ ધાર,
આજહો, સાચવવું એમ જિન કહેજી. ૪

દીધો બહુ બહુ બોધ, પણ ન કરી શકે રોધ,
આજ હો, ધીક ઇંદ્રિય ઉન્માદનેજી;
સાચી તુમચી વાત, હું ન રહી શકુ રાત,
આજ હો, મન ઈચ્છે જગ સ્વાદનેજી. ૫

થાકી વદે સતિ વાણુ, રાખ્યો ઉદરમાં જાણુ;
આજ હો, નવ મહીના બોજો સહ્યોજી;

તો એક વચનને માન, દ્વાદશ વર્ષ સુજાણ,
આજ હો, રહીજા એ છેલ્લો કહ્યોજી. ૬

મન નવ માને લગાર, પણ શીર લજ્જા ભાર,
આજ હો, અણ ચાલે હા કહી રહેજી;

ભાવ નથી મન કાંય, તોપણ પાળે જાય,
આજ હો, સંયમ રસીક તે સુખ લહેજી. ૭

## દોહરા.

એક ઘડી એક વર્ષ સમ, એમ કરે દિવસ પસાર;
સમય વિતે જઈ માંગતો, દ્યો આજ્ઞા સુખકાર. ૧

મધુર વચનથી મા કહે, જા મુજ ગુરૂણી પાસ;
વડીલ એ આપણ બેઉ તણી, આશીષ દેશે ખાસ. ૨

"લોભી લંપટ સ્વરથી," ત્રણની એહજ રીત,
મન ચિંતિત પ્રાપ્તિ ભણી, દોડે આતુર ચિત્ત. ૩

જનની ગુરૂણી પાસ જઇ, માગે રજા ઉદાર;
સા કહે સાંભળ માંહરૂ, વચન કહું જે સાર. ૪

મૌન કરી ઉભો રહ્યો, આર્યા કરે વિચાર;
"લજ્જાધર છે જ્યાં સુધી, ત્યાં લગી છે ઉપચાર." ૫

## ઢાળ ૭ મી.

### મેતારજ મુનિવર ધન્યધન્ય તુમ અવતાર-એ દેશી.

કોણ તમે છો તે જુઓજી, સાધુ જગત શીરદાર,
લોક ગુલામી ઈચ્છતાજી, લાજ ન આવે લગાર.
ગુણવંતા મુનિવર અઘટીત કેમ કરાય. ૧

ધનપતિ નરપતિ તુમ કનેજી, આવી નમાવે શીષ,
નૃપને સહુ રાજા કહેજી, તમે મહારાજ મુનીશ.
ગુણવંતા. ૨

નૃપને દેશ ગણ્યા હુવેજી, અગણિતના પતિ આપ,
પગપગ જન કરે વંદનાજી, એ ચારિત્ર પ્રતાપ. ગુ૦ ૩

આ ઠકુરાઈ છોડીનેજી, મ પડો પંક સુજાણ,
વ્રતભંજક બહુ પ્રાણીઆજી, જઈ રહ્યા નરકની
ખાણ. ગુ૦ ૪

મહા કષ્ટે પૂરા કર્યા, બીજા દ્વાદશ વર્ષ,
જ્યા મુદત પૂરી થઇ, આવ્યો ધરતો હર્ષ. ૧

આજ્ઞા માંગે હોંશથી, તવ ગુરૂણી કહે ખાસ,
વિઘ્ન નિવારણ કારણે, પ્રથમ જાઓ ગુરૂ પાસ. ૨

લઇ આશીષ સીધાવજો, તો સરશે સહુ કામ,
એમ સમજાવી મોકલે, ક્ષુલ્લકને ગુરૂ ધામ. ૩

અજિતસેન સૂરિ પાસ જઇ, કીધો સર્વ વૃત્તાંત,
સુણતા મન કૌતક થયું, જાણી જગત સભ્રાંત. ૪

વાત બધી મેં સાંભળીજી, બહુ બહુ કીધ વિચાર,
પણ જાવાની રજા દીયોજી, એ મુજ નિશ્ચય સાર ગુ૦ ૫

સાહુણી શોચે મન વિષેજી, 'આ ન રહે' નિરધાર,
તોપણ યુક્તિ ગોઠવીજી, રોકયો વર્ષ તે બાર, ગુ૦ ૬

હા હા ! કર્મ દશા જુઓજી, ઓર નચાવે નાચ,
રત્ન રસીક જન વીરલાજી, અવર તે પામે કાચ. ગુ૦ ૭

દોહરા.

ભાવ દયા હૈયે ધરી, બોલે મધુરી વાણ,
મુજ ખાતર પણ રહી જશો, 'દ્વાદશ વર્ષ સુજાણ.' ૫

## ઢાળ ૮ મી.

### રૂડી ને રઢીઆળીરે વીર તારી દેશનારે એ દેશી,

ગુરૂજીની વેણેરે સાધુ વશ થયોજી,
મનમાં બહુબહુ આવી જાય,મુઝવે વાધ નદિતટ ન્યાય.
ગુરૂજી. ૧

મન નવિ માનેરે તો પણ તે રહેજી, દ્વાદશ વર્ષ—
વિશેષ તે ઠામ, વડીલનુ વચન ન થાય નકામ. ગુ૦ ૨
મુદત પતાવીરે આવે સૂરિ કનેજી, દ્યો આજ્ઞા મુજ—
ગુરૂ શીરતાજ, તત્ર ઉચરે પાઠક મુનિરાજ. ગુ૦ ૩
ધન્ય ધન્ય સાધુરે ક્ષુલ્લક તું ખરોજી, માન્યુ વચન—
ક્રમે ગુરુરાય, તો મુજ ખાતર પણ રોકાય. ગુ૦ ૪
પઠન કરાવ્યુંરે તે મુજ હક ધરીજી, દ્વાદશ વર્ષ—
કરો નિવાસ, ટહુ સંયમ પાળો ઉલ્લાસ. ગુ૦ ૫
ધર્મની બેટીરે લજ્જા જે વરેજી, કેમ કરે વડીલ—
અનાદર એહ, વાચક વચન સુણી રહે તેહ. ગુ૦ ૬

એમ કરી કાદેરે દાદશ ચોગુણારે, વય પણ સાઠ–
વરસની થાય, રસીક ન લાગ્યો બોધ જરાય. સુ० ૭

## દોહરા.

અડતાળીસ વર્ષો વીતે, આજ્ઞા લેવા જાય,
સરવે મૌન ધરી રહ્યા, હાકે ના ન કહાય. ૧

કીંચિત રાગ વિવશ બની, માત જણાવે વાત,
વૃદ્ધ વણીક પાસે જઇ, લે મુદ્રા તુજ તાત. ૨

સીધો સાકેતપુર જઇ, રાયતણે દરબાર;
મુદ્રા એહ બતાવતા, મળશે રાજ્ય ઉદાર. ૩

આવ્યો મુદ્રા સહ ઇહાં, દેખે નાટક તામ;
બોધક શબ્દો સાંભળી, ભૂલ્યો ભાન તમામ. ૪

'બહોત ગઈ થોડી રહી,' હોવે શીદ પતિત;
એ સાંભળતા સુધરી, બુદ્ધિ જસ વિપરીત. ૫

મુદ્રા દીધી નટ ભણી, પેખી કરો તપાસ;
ક્ષુલ્લક સાધુ તેજ હું, હાજર આપની પાસ. ૬

મુદ્રા રાય નિહાળતા, મુર્છિત થઇ પછડાય;
ક્ષુલ્લક મુનિ મન ચિંતવે, રાજા કેમ મુર્છાય. ૭

## ઢાળ ૯ મી.

### શ્રીસ્થુલિભદ્ર મુનિગુણમાં શીરદાર જો એ દેશી.

શીતળ જળ સીંચે નૃપ બોલે તામજો,
બાંધવ ઘાતી હા ! હું નીમકહરામજો;
વત્સ સયળ આ રાજરિદ્ધિ છે તાહરીજો. ૧

મેં પાપીએ કામ વશે શું કીધજો,
લઘુ બંધુની પત્નિમાં મન દીધજો;
સ્વાર્થ સાધવા ભ્રાતૃ હત્યા મેં કરીજો. ૨

નિષ્કારણ એ દંપતી તણો વિયોગજો,
હાય કરાવ્યો કયાં મુજ લાગ્યા ભોગજો,
પ્રાયશ્ચિત વીણ કેમ છુટાયે પાપથીજો. ૩

બંધુ સુત આ રાજય હવે સ્વીકારજો,
ક્ષુલ્લક હું મહાપાપી ગુન્હેગારજો,
સંયમ લઇને સાધન સાધુ માહરૂંજો. ૪

રાજા છે નિજ તાતતણો ગુરૂ ભ્રાતજો,
એમ જાણી ત્યાં કરે વિવેક વાતજો,
ક્ષુલ્લક ભાખે રાજ્ય હવે શા કામનું જો. ૫

જનની ગુરૂએ દીધો બહુ બહુ બોધજો,
પણ મુજ ઈચ્છાનો નવ થાતો રોધજો,
નટના વચને અસર થઇ મુને જાદુનીજો. ૬

તેમજ આ સંસાર અસાર જણાયજો,
સ્વારથ માટે અઘટિત કાર્યો થાયજો,
બુદ્ધિમાન એમ સમજીને ચાલ્યા ગયાજો. ૭

તો કોણ મૂરખ પાછો ફેર ફસાયજો,
રાજ્ય રહ્યું જે હોય થવું તે થાયજો,
ગુરૂની પાસે લેશું વ્રત આલોચનાજો. ૮

વત્સ અમે પણ આવીશું તુમ સાથજો,
મહાવત મંત્રી રાજકુમર લઈ હાથજો,
એમ ઘણા જન લઇને ગુરૂ પાસે ગયોજો. ૯

મહાવ્રત લઇને પાળે રૂડી પેરજો,
કર્મ ખપાવી એ સહુ પામ્યા લહેરજો,
**રસીક** નમે તસ ચરણ કમળ નિત્ય પ્રેમથીજો. ૧૦

### દોહરો.

સજ્જનને પ્રતિબોધવા, ગુંથ્યો એ અધિકાર;
ગુરૂ મુખથી જેમ સાંભળ્યું, તેજ પ્રમાણે સાર.

### કળશ.

ગુરૂ શાન્ત તપસી સંયમી સિદ્ધિસૂરિ શીરોમણિ,
તસ શિષ્ય શ્રીપન્યાસજી મહારાજ મેઘવિજયગણિ;
એહ બ્યાન ક્ષુલ્લક મુનિતણું રચવા દીયે આશીષએ
શ્રી વીરશાસનના રસીક જન ગ્રહે સાર જગીશએ.

ઈતિ શ્રી ક્ષુલ્લકાખ્યાન સંપૂર્ણ.



# સંયમ સંવાદ.



શ્રીરે સિદ્ધાચળ ભેટવા--એ દેશી.

પુત્ર—

શ્રીમતી ભગવતી ગુણવતી, મને દિક્ષા અપાવો;
જન્મ મરણ જંજાળથી, બાપુ મુજને બચાવો. શ્રી ૧
સંસારી ભવ ભવ મરે, પામે જન્મ અનંતા;
સંયમધર શિવ મેળવે, કહે જિન ભગવંતા. શ્રી ૨
શિવ નગરે સુખ શાસ્વતુ, નહિ કોઇ ઉપાધિ;
પણ મુનિ માર્ગ લહ્યા વિના, જીવ ન શકે સાધી શ્રી૩

પિતા—

વત્સ તને આ શું થયું, મળ્યું સુખ તરછોડે;
સુખ ઉધારનુ સાંભળી, મૃગજળ ભણિ દોડે. શ્રી ૪

પ્રત્યક્ષ પામ્યો સાહ્યબી, સહુ નજરે દેખે;
અદ્રસ્ય સુખ જે તું કહે, કોણ એહને પેખે. શ્રી ૫

ભ્રમિત થયું મન તાહરૂં, ખુવે હાથની બાજી;
કર તજી કુણી ચાટવા, હોય મુરખ રાજી. શ્રી ૬

વાત હવે દિક્ષા તણી, નવ બોલીશ ભાઇ;
તુજ વિણ હું કેમ રહી શકું, સમજેછે કાંઇ? શ્રી ૭

પુત્ર—

કાળ અનંતો આથડી, બહુ કીધી સગાઇ;
એકે કાયમ નવ રહી, સ્થળ સ્થળ વિખરાઇ. શ્રી ૮

ચાર ગતિના ચક્રમાં, બહુ ભજવી ભવાઇ;
નર ભવમાં સંયમ ગ્રહી, કરૂં પૂર્ણ કમાઇ. શ્રી ૯

આ ભવ સગપણ આપનું, જ્યાં મુદત વીતે;
આપ અગર હું છોડશું, સ્થિર નહિ કોઇ રીતે. શ્રી ૧૦

મુગ્ધ થયા છો તાતજી, જગ મોહની જાળે;
મોહ થકી મુખ ઉચરો, તુજ વિણ કેમ ચાલો. શ્રી ૧૧

કંઇક સુત્રાન મરી ગયા, ગયું કોઇ ન પૂંઠે;
પણ કોઇ સંયમ આદરે, બહુ ગાંડા રૂઠે. શ્રી ૧૨

પ્રત્યક્ષ સુખ આપે કહ્યું, નિશ્ચળ નહિ એતો;
પલક પછી પલટી જશે, માટે કહુ ચેતો. શ્રી ૧૩

સુખ ઉધારનું જે કહ્યું, સંદેહ ન એનો;
રાગ રહિત જ્ઞાની વદે, નિશ્ચય છે તેનો. શ્રી ૧૪

એ સુખ જેણે અનુભવ્યું, તે પોતે જાણે;
કેવળજ્ઞાની મુનિવરા, તસ સ્થિતિ વખાણે. શ્રી ૧૫

જગ ઉપગારી જિનપતિ, વીતરાગ જણાવે;
સંયમ લઇ શિવ જે વરે, સુખ સાચું તે પાવે. શ્રી ૧૬

માટે અનુમતિ આપશો, કરગરી કહું બાપુ;
આપો ઉમંગે જો રજા, નહિ વેણુ ઉત્થાપુ. શ્રી ૧૭

જાવાનો નિશ્ચય કર્યો, મુનિરાજની સાથે;
આપ અપાવો તો ભલું, નહિ તો લઉ હાથે. શ્રી ૧૮

"વાત સુણી નિજ વત્સની, બન્યો બાપુજી આભો;
પણ સમજુ શ્રાવક હતો, જેથી જુએ લાભો. શ્રી ૧૯

સાચુ વદે સુત માહરો, આ ભવનો સ્નેહ;
મરણ પછી કોઇ કયાં જશે, પડે ખબર ન તેહ. શ્રી ૨૦

સકળ જગત જીવ ખુંચીઆ, પુદ્ગળ સુખ સંગે;
ક્ષણ ક્ષણમાં બદલાય તે, જેમ સાંજ સુરંગે. શ્રી ૨૧

મોહ મદિરા મસ્ત હું, સમજ્યો નહિ સાર;
લઘુ વયમાં આ બાળના, કેવા શ્રેષ્ટ વિચાર. શ્રી ૨૨

દુર્વ્યસની કંઇ વહી જતા, મેં નજરે દીઠા;
માત પીતાને મુકીને, ફરતા ફરે ધીઠા. શ્રી ૨૩

સ્નેહી સંબંધીને નહિ, તે સમયે લાગે;
સંયમ લેતા રોકશે, જ્યાં આજ્ઞા માગે. શ્રી ૨૪

હું સમજુ મનમાં બધુ, પણ રાગ ધુતારો;
સુજ્ઞ આ સુતને છોડતાં, જીવ ચાલે ન મહારો. શ્રી ૨૫

**શીતા—**

એમ વિચાર કરી ઘણો સુતને સમજાવે;
લાડકવાયા લાલ તું, દયા કાંઇ ન લાવે. શ્રી. ૨૬

અઢળક આ ધન માહરૂં, ભોગવ ઉછરંગે;
સુંદર કન્યા રૂપવતી, પરણો મન રંગે. શ્રી. ૨૭

ભોગ ભલા ભલા ભોગવી, પછી દિક્ષા લેજે;
અમે પણ હોંશે અપાવીશું, બધું પતશે સહેજે. શ્ર ૨૮

પુત્ર—

એક ઘડી પછી શું થશે, તેહ કોણ બતાવે;
આયુ અસ્થિર બધી મન તણી, મનમાં રહી જાવે. શ્રી૨૯

શીઘ્ર કરો શુભ કાર્યમાં, બહુ વિઘ્નો આવે;
એવી સરસ જિન શાસ્ત્રમાં, આજ્ઞા ફરમાવે. શ્રી ૩૦

ભોગ અતિશય ભોગવ્યા, ગણત્રી ન ગણાયે;
ભોગવતા તૃષ્ણા વધે, એ દર્દ ન જાયે. શ્રી ૩૧

પુન્ય મહોદય પામીઓ, નરભવનો યોગ;
અરિહંત શાસન વૈદ્ય તે, હરે કર્મના રોગ. શ્રી ૩૨

દેહ જરા વશ જ્યાં પડી, કાંઇ કામ ન થાવે,
ધર્મ ક્રિયા રૂચે નહિ, તન શક્તિ અણાવે. શ્રી ૩૩

યૌવન ઉપયોગી બહુ, પુરૂષાર્થને માટે;
અર્થ કામ સહુ આદરે, કોઇ ધર્મની વાટે. શ્રી ૩૪

ધર્મ સહોદર જીવનો, સહાયક સહુ ઠામે;
ધર્મ વિના જગ પ્રાણીઆ, બહુ દુઃખો પામે. શ્રી ૩૫

એહવો ધર્મ જિણંદનો, દયા પૂરણ ભરીયો;
જેહ આરાધે ભાવથી, તે ભવજળ તરીયો. શ્રી ૩૬

દેશ અને વળી સર્વથી, જે સંયમ પાળે;
સર્વ વતિ શિવપદ વરે, ભવ ભ્રમણા ટાળે. શ્રી ૩૭

એ મુજ મન અભિલાષને, અનુમોદન આપો;
આજ્ઞા દ્યો સંયમતણી, મોહ બંધન કાપો. શ્રી ૩૮

વહેલી મોડી તોડવી, આ ફોગટ માયા,
અંત સમે એ તોડતા, નુકશાન કમાયા. શ્રી ૩૯

શીઘ્ર તજે તે સાધ્રતા, નિજ આતમ કાજ;
માટે તાત રજા દીયો, સંયમ લહુ આજ. શ્રી ૪૦

બાપ કશુ બોલ્યો નહિ, મોહે ઘેરાણો;
અંતરમાં સમજ્યો બધું, એ ધર્મી શાણો. શ્રી ૪૧

બાળ ઉમંગે નિકળ્યો, આવ્યો ગુરૂ પાસે;
અનુપમ સંયમ લેઇને, ગયો શિવપુર વાસે. શ્રી ૪૨

સંયમ વિણ સિદ્ધિ નહિ, એહવી જિનવાણી;
લઘુકર્મી ઝટ આદરે, આ મોક્ષ કમાણી. શ્રી ૪૩

રામવિજય ગુરૂ ગુણનિધિ, સંયમધર ધોરી;
ચારિત્ર અદ્દભૂત ઉપદીશે, ભવિજન મન કોરી. શ્રી ૪૪

તાસ પસાયે આ રચ્યો, દિક્ષા સંવાદ;
રસીક પ્રવજ્યા ગાવતા, સજ્જન લહે સ્વાદ. શ્રી ૪૫

ઇતિશ્રી દિક્ષા સંવાદ સમાપ્ત.



## ભેટ ! ભેટ ! ભેટ !

પોસ્ટેજનો અડધો આનો મોકલી શ્રી-વીસવીહરમાન જિનપૂજા તથા શ્રી રસીક સત્તરભેદી પૂજા મંગાવી લ્યો. સીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે.

ઠે. ડોશીવાડાની પોળ. અમદાવાદ.

પત્રવ્યવહારનું ઠેકાણું–
ઝવેરી ભોગીલાલ ધોળશાજી

